॥ સનાતન પરમો ધર્મ ॥

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું મુખપત્ર

પ્રચાર પ્રસાર

જાગૃત ઉજાગર

# સનાતન ધર્મ પત્રિકા

નખત્રાણા-કચ્છ

કાર્યાલય: ૫૦૧ - ૫૦૪, પાંચમો માળ, નરોડા બિઝનેસ હબ કોમ્પલેક્ષ, નરોડા દેહગામ રોડ, એસપી રિંગરોડ પાસે, નરોડા - અમદાવાદ ૩૮૨ ૩૩૦.

● સં. ૨૦૭૬ ● શ્રાવણ સુદ - ૧૧ ● તા. ૩૦-૦૭-૨૦૨૦ ● ગુરુવાર SDP NO: 103 MOB. : +91 78018 77774, +91 77189 77774. anksanatandharmpatrika@gmail.com


## રામમંદિર શિલાન્યાસના સાક્ષી બનશે ગુજરાતના આ પાંચ માનનીય સંતો..



અયોધ્યાના ઐતિહાસિક રામમંદિરના શિલાન્યાસ કાર્યક્રમમાં સમગ્ર ગુજરાતમાંથી ‘અખિલ ભારતીય સંત સમિતિના ‘રાષ્ટ્રીય અધ્યક્ષ અને ‘સતકેવલ સંપ્રદાય‘ સારસાના ગાદીપતિ અવિચલદાસ મહારાજ, ‘હિન્દુ આચાર્ય સભા ‘ના વડા સ્વામી પરમાનંદજી - રાજકોટ, ‘છારોડી ગુરુકુળ‘ ના સંસ્થાપક માધવપ્રિયદાસજી, જામનગરના ‘પ્રણામી સંપ્રદાય‘ના આચાર્ય કૃષ્ણમણી અને ‘સ્વામિનારાયણ સંપ્રદાય‘ બાપ્સના વડા મહંત સ્વામીને મંદિરના ટ્રસ્ટીઓ દ્વારા વિશેષ આમંત્રણ પાઠવવામાં આવ્યું છે. આ સંતો ૪થી ઓગસ્ટના રોજ વિમાનમાર્ગે લખનઉ પહોંચશે. ‘અખિલ ભારતીય સંત સમિતિ‘ના રાષ્ટ્રીય અધ્યક્ષ અવિચલદાસ મહારાજ ઉપરાંત મહામંત્રી, કોષાધ્યક્ષ, મહામંત્રી પણ ઉપસ્થિત રહેશે.

નોંધનીય છે કે સદીઓ થી જેની રાહ જોવાઈ રહી હતી એ ઘડી આવી પહોંચી છે. ૫મી ઓગસ્ટના રોજ વડાપ્રધાન નરેન્દ્ર મોદી સહિતના દેશના અનેક અગ્રણીઓની ઉપસ્થિતિમાં, ઉત્તર પ્રદેશના અયોધ્યા ખાતે ભગવાન રામના જન્મસ્થળે, રામજન્મભૂમિનું ભુમિપુજન કરવામાં આવનાર છે. તેમાં માત્ર દેશભરના અગ્રણી ગણાતા ૨૦૦ લોકોને ખાસ આમંત્રણ પાઠવવામાં આવ્યું છે. જેમાં ગુજરાતના પણ પાંચ અગ્રણી સાધુ-સંતો રામમંદિર નિર્માણના શિલાન્યાસના સાક્ષી બનશે...

## વિભાપર પાટીદાર સમાજ ઉત્સવ ૨૦૨૦






શ્રી લક્ષ્મીનારાયણ મંદિર વાર્ષિક પોટોત્સવ વૈશ્વિક કોરોના મહામારી ના કારણે સાદાઈ થી ઉજવણી કરી હતી.

માસ્ક, સોસિયેલ ડિસ્ટન્ટ નું પાલન કરીને શ્રી લક્ષ્મીનારાયણ ભગવાન ની ધજા, વાઘા, આરતી, પ્રસાદ કરી કાર્યક્રમ પૂર્ણ કરેલ.

ભગવાન ને ભાવ ભક્તિ અને સાદગી સાથે વિભાપર ગામના જ સનાતન જ્ઞાતિજનોએ પ્રસંગને પ્રસન્નતા પૂર્વક ઉજવેલ હતો..

માસ્ક પહેરી, સોસીયલ ડિસ્ટન્ટ રાખીને અતિ જરૂર હોય તો ઘરથી બહાર નીકળવુ એવી સમજણ પણ સહુ ને આપી ને વિભાપર નું કોઈ વ્યક્તિ કોરોના સંક્રમણ નો ભોગ ન બને તેવી તકેદારી રાખવા સહુ ને સજાગ કરેલ હતા.

## શ્રી અ.ભા. ક. ક. પા.સમાજ ની પ્રચાર પ્રસાર સમિતિ દ્વારા પ્રસ્તુત “સનાતન ધર્મ પત્રિકા”૧ મિનિટ ના સમાચાર માં પૂછાતા પ્રશ્ન ના જવાબ અને વિજેતા

**તા. ૨૮.૦૭.૨૦૨૦ નો પ્રશ્ન નબર ૫૯ :-**

ઈષ્ટદેવ શ્રી લક્ષ્મીનારાયણ ભગવાને તેમના ચતુર્ભુજ હાથોમાં શું શું ધારણ કરેલ છે...??

**સાચો જવાબ :** એક હાથમાં પાંચજન્ય શંખ છે, બીજામાં સુદર્શન ચક્ર, ત્રીજામાં કૌમોદકી ગદા અને ચોથામાં પદ્મ છે

**સાચો જવાબ આપનાર વિજેતા :** જગદીશ દેવજીભાઈ ભોજાણી, હિંમતનગર. ૯૪૨૨૮૮૪૩૬૬

**ગઈકાલ તા.૨૯.૦૭.૨૦૨૦ નો પ્રશ્ન નંબર ૬૦ :-**

ભારતીય ચલણ ની ૨૦૦૦ ની નોટ પર એક બાજુ મહાત્મા ગાંધી છે
તો બીજીબાજુ કઈ આકૃતિ અંકિત કરેલ છે... ???

**આજના પ્રશ્ન નંબર ૬૧ માટે જુઓ આજની સમાચાર વિડિયો ક્લિપ.**

આપનો જવાબ આપના નામ અને ગામ સાથે આજ રાત ૧૨ વાગ્યા સુધીમાં
વોટ્સેપ દ્વારા **7718977774** પર મોકલો અને જીતો ઈનામ ...
આપણું મુખપત્ર, આપણો સમાજ, ઘર ઘર પહોંચાડીએ આપણો અવાજ..

## મિશન રાજકીય



તા. ૨૭ જુલાઈના રોજ ઓશિયન કાઉન્સિલ પ્રમુખ મુકેશ કાલરીયા એ આપણા સમાજ માં રાજકીય સક્ષમતા વધારવાના એક પ્રયાસરૂપે ગુજરાત પ્રદેશ કોંગ્રેસ પ્રમુખ સાથે મુલાકાત કરેલ હતી. જે મુલાકાતમાં તેઓએ અબડાસા તાલુકામાં આપણા સમાજના કોંગ્રેસ પક્ષ માટેના ઉમેદવારોની જાણકારી તેઓને આપેલ હતી. અત્યારે કચ્છમાં આપણી જ્ઞાતિ સિવાય અન્ય જ્ઞાતિના ઉમેદવારો પણ કોંગ્રેસ ની ટીકીટ માંગી રહ્યા છે, તેવામાં આવી મુલાકાતો સકારાત્મક ભાગ ભજવી જાય તેવી શક્યતાઓ નકારી ન શકાય.

## શ્રી અખિલ ભારતીય ક.ક.પા સમાજ સાબરકાંઠા ઝોન.

- લી. કાંતિભાઈ આર. પોકાર, મંત્રી શ્રી.

આજ રોજ તા.૨૯-૭-૨૦૨૦ ના સાબરકાંઠા ઝોનના તેમજ સમુહ લગ્નન સમિતિના ફકત મુખ્ય હોદ્દેદારોની મીટિંગ સમુહ લગ્નની ચર્ચા વિચારણા માટે ઝોન પ્રમુખ શ્રી શાંતિલાલ કે. નાકરાણી ના અધ્યક્ષ સ્થાને સનાતન સમાજવાડી હિમતનગર ખાતે મળેલ.

હાજર રહેલ સભ્યો તથા અન્ય સાથે ફોન ઉપર વાત થયા મુજબ હાલની કોરાના મહામારી ના સમયમાં સરકારશ્રીની ગાઈડ લાઈન મુજબ તા.૨૯-૧૧-૨૦૨૦ ના રોજ યોજાનાર સમુહ લગ્ન બંધ રાખવાનુ સર્વાનુમતે નક્કી કરવામાં આવે છે.

## આજની ચિંતનકણિકા

## મિશન અભિમન્યુ

સંયોજક: બાબુભાઈ ભાવાણી, બારડોલી.

મનુષ્યનો વિકાસક્રમ સમજાવતાં ચાણક્ય કહે છે --

**लालयेत् पंचवर्षाणि** - પાંચ વર્ષ સુધી બાળકનું લાલનપાલન કરો.

**दशवर्षाणि ताड्येत्** - ત્યાર પછીનાં દશ વર્ષ બાળકનું તાડન કરો.

એટલે કે અનુશાસનયુક્ત ઘડતર કરો.

**प्राप्ते तू षोडशे वर्षे** - સોળમે વર્ષે બાળક પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ અનુભવે છે.

**पुत्रं मित्रं समाचरेत्** - તેથી ત્યારે તેની સાથે મિત્રવત્ વ્યવહાર કરવો.

આ ચારેય તબક્કાઓને આપણે ઊંડાણથી સમજીએ તો આપણું વ્યક્તિગત જીવન અને પારિવારિક જીવન સમૃદ્ધ બનશે.

ભારતીય જીવનદર્શન અને શિક્ષણદર્શન મનુષ્યના સર્વાંગસુંદર વિકાસ માટે સચોટ માર્ગદર્શન આપે છે... એને અનુસરીએ. વિદેશોની આયાતી પદ્ધતિઓનું આંધળું અનુસરણ બંધ કરીએ એમાં જ આપણું શ્રેય છે. દુનિયાના અન્ય દેશો પાસે પણ કંઈક સારું છે, તે લેવામાં કોઈ વાંધો નથી...પણ આપણે લેવા જેવું નથી લેતા અને ન લેવા જેવું તરત પકડી લઈએ છીએ.

ટૂંકમાં સ્વદેશી બધું ખરાબ નથી અને વિદેશી બધું સારું નથી. શું લેવું અને શું ન લેવું એનો વિવેક વિકસાવીએ.

## અવસાન સમાચાર

તા. ૨૯.૦૭.૨૦૨૦

સ્વ. શિવજીભાઈ ભીમજીભાઈ પોકાર,

ઉંમર વર્ષ - ૮૦

કચ્છ - કાદીયા (નાના), હાલે - બેલગાંવ (કર્ણાટક)

## ગોવા સમાજ દ્વારા લેવામાં આવેલ આગામી ધાર્મિક તહેવારો અંગે

**- પુરુષોત્તમ માકાણી, ગોવા.**

કોરોના મહામારી ને લઈ સરકાર શ્રી ની ગાઈડલાઈન ને ધ્યાનમા રાખતા ગોવા ની ત્રણેય સમાજ માપ્સા સમાજ, મડગાવ સમાજ અને ફોંડા સમાજ દ્વારા ગોકુળ અષ્ટમી નો તહેવાર સામાજિક સ્તરે ના ઉજવવો એવું નક્કી કરવામાં આવ્યું છે. જેના ઘરે કાનુડો છે, તેના પરિવાર જનો જરૂરી ધાર્મિક વિધિ કરીને પ્રાર્થના અને પૂજા અર્ચના કરી દુનિયામા આવી પડેલ મહામારીથી મુક્તિ મળે એવું આહ્વાન કરસે..




કચ્છ માં આવેલ હિમાલય એટેલ ધીણોધર જે દાદા સોમનાથ ના મંદિર થી પવિત્ર ભાવના એ સહુ ને આવકારે છે.. વર્તમાન સમયે કોરોના થી સમગ્ર ભારત થરથરે છે ત્યારે માદરે વતન માં આવેલ કચ્છના માંડુ ને પ્રકૃતિ એ પણ અપાર સૌંદર્ય આપ્યું છે ને અદભુત શોભા વધારી છે...

ધીણોધર ડુંગર પર અનેક દર્શનાર્થીઓ પધારે છે અને કુદરત ની કચ્છ ની અપાર હરિયાળી શોભા નો નજારો માણે છે...

કેટલીક તસ્વીર અહીં મૂકી છે જે ઝલક છે પણ પ્યાર છે કચ્છ સાથે તો અવસ્ય મુલાકાત લો કચ્છની અને મોજ માણી ને સનાતન પ્રકૃતિ ની અનુભૂતિ કરો...

**સનાતન પત્રિકા ના કેમેરા ની અભિવક્તિ...**